# कुधारा कष्ट प्रकाश.

બનાવનાર,

## કેવળરામ દયારામ (રાવળ)

રહેવાશી બાવળા પ્રા. ધોળકાના: હાલ અમ
નં. ૮ માના મહેતાજી.

મદદગાર,

પ્રીયમીત્ર. બાળાશંકર જેઠારામ, કારકુન.

અમદાવાદ.

મામાની હવેલી મધ્યે યુનાઇટેડ પ્રીન્ટીંગ અને
જ૦ એ૦ કંપની "લિમિટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપ્યા.

સંવત ૧૯૩૮ ના વૈશાખ. — ઈ૦ સન ૧૮૮૨.

કિંમત ૦-૨-૬

# अर्पणपत्रिका.

દવે

હરીલાલ મગનલાલ

તમે મારા સાચા સ્નેહીછો,

તથા જ્યારથી મારૂ અમદાવાદ

આવવું થયું છે ત્યારથી આપનું મન

મારાપર તેમજ સ્વજાતિની ઉન્નતાઈમાં

હમેશાં લાગ્યુ રહેછે તથા સદા પ્ર-

માણીકપણે વર્ત્તા છો, તેથી

આ લઘુપુસ્તક આપને

અર્પણ કર્યું છે.

હુંછું

તમારો મીત્ર

કે. દ.

---

૧૯૦૩

# પ્રસ્તાવના.

આપણા દેશમાં ઘણી ખરી જ્ઞાતોમાં દુષ્ટ ધારાને લીધે તેઓની ખરાબી થાયછે. કેટલાક ધૈર્યવાન માણસોને દુઃખ પડેછે તો તેઓ જીંદગી પર્યંત ખમી રહેછે. પરંતુ તેવા માણસો ઓછા હોયછે—કેટલાક અકળાઇને દુનિયાંનો ત્યાગ કરેછે, કોઇ દુષ્ટ કર્મ કરેછે. ને વખતે આપઘાત પણ થાયછે. આ પુસ્તકમાં એવા કલ્પીત દાખલા લઇ તે ધારાથી થતી હાની તથા નીપજતાં ફળ વિશે જણાવ્યુંછે—આપણા દેશના ઘણા ખરા માણસો કોઇ માતા કે દેવ આગળ પોતાનું દુઃખ નીવેદન કરેછે. માટે આ પુસ્તકમાં અંબાજી આગળ સર્વે દુઃખ કહ્યાં છે. એવી તરેહની ગોઠવણ કરી છે.

આ પુસ્તકમાં લીખેલી દરેક બાબત એવી મોટીછે કે તે દરેક વિશે જૂદો ગ્રંથ બનાવી શકાય. પરંતુ કેટલાક કારણને લીધે આ પુસ્તકમાં સઘળુ સારાંશમાંજ લીખ્યુછે.

સુગ્ન વાંચનારા સજ્જનોને નમ્રતા પૂર્વક અરજ કરવાની કે આ મારો પેહેલવહેલો પ્રયત્નછે તેથી કાંઇ ચુક હોયતો દરગુજર કરશો.

સન ૧૮૮૦ ની સાલમાં હું અમદાવાદ ટ્રેનિંગકોલેજમાં અભ્યાસ કરતો હતો ત્યારે કેટલીક વખતે કવિતા બનાવતો હતો. પરંતુ તે કવિતા કોઇને બતાવતો નહીં, તેમજ કોલેજના અભ્યાસને લીધે. મને કવિતા કરવાની નવરાશ

પણ મળતી નહીં તેમજ હું મારા ગામમાં ભણતો હતો ત્યાં પણ નાના, દોહરા, ચોપાઈ વગેરે બનાવતો તે મજકુર નિશાળના પેહેલા આસિ૦ જેસંગ ત્રીકમદાસને બતાવતો ને તે સુધારતા (તે કવિતા બનાવવાનું કામ સારૂ જાણેછે તેથી તે હાલ કવિ કહેવાય છે) તેમનો આશ્રય મને પ્રસંગોપાત સારો મળતો ને અમ. ટ્રેનિગકાલેજમાં તેમના મારાપર પત્ર આવતા તેમાં તેઓ લખતા કે "તમે કવિતાનો અભ્યાસ વધારજો" બાદ તે સાલમાં મારો કવિતા બનાવવાનો અભ્યાસ ભુલો પડી ગયો ને સન૧૮૮૧ની સાલમાં મારા બેગા વીરમગામના રેહેવાશી પ્રહલાદજી દેવશંકર જેઓ હાલ મુંબઇમાંછે તે તથા મારા ગામના રેહેવાશી દામોદર નથુરામ જેઓ હાલ રાણપુરમાં પે. આસિ. છે તેઓ આવ્યા. તે બંનેની સાથે મારે ઘણી પ્રીતી હોવાથી તે, મને કહેતાકે આજે ફલાણા વીશે કવિતા કરો, આજે ફલાણા વીશે, એમ હમેશાં મારી પાસે જુદાજુદા વિષયપર કવિતા કરાવતા તેથી કરીને મારો પડીભાગેલો અભ્યાસ જાગ્રત થયો માટે તે મીત્રોનો હું ઘણો આભાર માનુંછું.

સ. કે. દ.

આ પુસ્તક બહાર પાડતાં પહેલાં નીચેના સદગ્રહસ્થોએ દસને દસ ઉપરાંત નંગ રાખવા કબૂલાત આપેલી માટે તેમનો હું ઉપકાર માનુંછું. ને આવા, વિદ્યાપર શોખીલા સજ્જનોની વૃદ્ધી થાય એમ ઇશ્ટ આગળ માગુછું.

તથાસ્તુ.

| નામ. | મુ. વાસ | હાલવાસ |
|---|---|---|
| મેો. અમૃતલાલ રઘુનાથ ત્ર. | વાડાસીનોર | લુ. અ. ટ્રે. કૉલેજ |
| ,, કાળીદાસ પ્રભાશંકરજોશી. | માતર જી. ખે. | ,, |
| ,, મોતી ભગાભાઈ પટેલ | સામરખા તા. આ. | ,, |
| ,, શીવલાલ જાદવજી શા. | સલુણા તા. નડીયાદ | ,, |
| " હરજીવન સુંદરજી શા. | ધોલેરા. તા. ધં. | ,, |
| ,, કરમચંદ હીરાચંદ શા. | ભચાઉ(કચ્છ) | ,, |
| ,, મુળજી લાલજી જોશી. | કચ્છભુજ | ,, |
| ,, ઉમર ગરબડ વોહોરા. | અલીણા તા. ન. | ,, |
| ,, મયાશંકર રામજી | | ,, |
| ,, નાનકેશ્વર ખુશાલ દેવે | લુણાવાડા | ,, |
| ,, સોમેશ્વર હરજીવન | ઉમરેઠ | ,, |
| ,, કૃષ્ણશંકર ભાઇશંકર | અલારસા | ,, |
| ,, પરાગજી રૂદરજી | સુલતાનપોર તા. જલાલાપોર | ,, |
| ,, રમણલાલ દામોદર | નડીવાદ જી. ખેડા | ,, |
| ,, પરાગજી કુંવરજી | કલથાણ વા. જલાલપોર | ,, |
| ,, હરીલાલ દામોદર | અમદાવાદ | |
| ,, કુંવરજી ગોપાળજી | અબરામા તા. જલાપોર | ,, |
| ,, રણછોડ હરજીવન | ઉમરેઠ | ,, |
| ,, અમરતલાલ મણીરામ | અમદાવાદ | |

# કુધારા કષ્ટ પ્રકાશ.

## ગણપતીની સ્તુતી.

### દોહરો.

ગણુપતિ તારા પાયનું, કરૂ પુજન બહુ વાર;
મે'ર કરી તું રાખજે, સેવકનો બહુ ભાર. ૧
અલ્પ મતી હૂં અધિકહ્યું, સેવક શીરણાંગત;
વિવાહ મંડણુ કામમાં, તું કહાવે સમરથ. ૨
જેજે કામ આરંભતાં, સમરે તારૂં નામ;
લીલાલ્હેર ત્યાં થઈ રહે, એ મોદીકનું નામ. ૩
એમજ આ આરંભમાં, ધરૂં હું તારૂં ધ્યાન;
પુસ્તક આ આરંભતાં, દે મુજને બહુ ज्ञान. ૪

### ઝુલણા છંદ.

ज्ञान આપો મુને ગણુપતિ આજતો કાજ કરતાં કહું હાથ જોડી
મુજ કામો મારાં સહાય કર્ત્તાં વળી બુદ્ધીઆપો થોડીથોડી*
તુજને સર્વતો જાણુંછે જગતમાં કેમ મૂકાય મુજથી વિસારી
ધ્યાન તારૂ ધરૂ કામ મારૂ કરૂ પૂરૂ કરજો તમે સહાય કારી
લક્ષને લાભ પૂત્ર છે આપના બાપ મારા મુને તેવા જાણો
બાળ તારો કહે ભેઉ કર જોડીને અંતર મારા(માં) ज्ञान આણો.

### મનહર છંદ.

સરસ્વતી માત મુને સાહ્યતો તમેજ કરો,

---

*બુદ્ધીછે તેમાં થોડી થોડી વધારો.

કુષ્ટ દુઃખ કાપી વળી સદા સુખ આપજો;
આશા પુરી નામ તારૂં ધર્યું તેનો ખરૂ જાણી,
વાસ આવી જીભે કરો કષ્ટ મારૂ કાપજો. ૧
મોટા કવિ કાળીદાસ પુરાણીને વ્યાસ જેવા,
ઋષિઓ વગેરે તરી ગયા તુને જાણીને;
તેવો હું બાળક તારો સાહ્ય કરો સેવકને,
સદાસુખ આપો વળી દયા મેહેર આણીને. ૨

**રાગ પંજાબી ઠેકો.**

પંજાબ કેતના દુર બતાદે સ્વામી પંજાબ કેતના દુર. એ રાગ

---

અંબાનું અકળ સ્વરૂપ જુવોને કોઈ અંબાનું અકળ સ્વરૂપ.ટેક
ધ્રત તણા દીપક બળે બહુ મેહેકી રહ્યાછે જુવો ધુપ. જુવોને
ક્યારનો હું ન્યાળી રહ્યોછું ઉભો રહી ચુપ ચુપ. જુવોને
મહા મુની જન લખી ગયાછે કળી શકે નહીં કોઈ ભૂપ.જુવોને
બાળક તારો એમ કહે અંબા આદ્ય અનાદિ અનૂપ. જુવોને

**ટીકા.**

એક વખત હું અંબાજી માતાના દેવળમાં દર્શન કરે વા ગયો હતો. ત્યાં હું ઊભો રહી તેમના સ્વરૂપની સ્તુતિ વર્ણીનવા ઇપામીને ઉપર મુજબ કરતો હતો. તેવામાં મારી બીજુપર જરા છેટે એક સ્રી રડતી રડતી કાંઇ બોલતી હતી. ને તેની આસપાસ બીજી સ્રીઓ ઊભી હતી આ નવાઇ જેવો દેખાવ જોઇ હું તેની પાસે ગયો. તો તે પો-

નાના દુઃખનો વિલાપ કરતી માલુમ પડી=તે નીચે મુજબ.

## રાગ પંજાબી ઠેકો.

કરમે કજોડાનું દુઃખ-આ જોને માજી કરમે કજોડાનું દુઃખ ટેક.
કરમે કજોડું મા જુગમાં નજોડુ નથી આ સંસારમાં સુખ. આજોને
મા બાપે મુજને બાળક સોંપ્યું. લજવી મડીની કૂખ આજોને
સુતેતો મુજ નીંદ્રા ન આવે.જમતાં ન ભાગે મારી ભૂખ.આજોને
મુજ સરખી સૈયરો મહાલે, તેનું જોઇ બળ્યું સૂખ. આજોને
આવાંજ દુઃખ માજી કૈકનાં કાપ્યાં.જેણે જોયું તમારૂ મૂખ.આજોને
સેવક તારો કહે કર જોડી, દુર કરોને આવાં દૂઃખ. આજોને

## ટીકા.

આ વિલાપ સાંભળી તેની આસપાસ ઉભેલી સ્ત્રીઓ કહેવા લાગી કે બાઈ તારા કરતાં અમારે દુઃખ વધારેછે એમ કહી માંહોમાંહે પોતાનાં દુઃખ કહેવા લાગી. તે નીચે મુજબ.

મેલો મોહન મારી મટકી, મારાં બેડાં ઝલકાય એ રાગ.

---

કરમે કજોડું જેને લાગીયું, તેનો બળ્યોરે અવતાર
ધીક્ક કીધો આ સંસારરે, કરમે કજોડુ જેને લાગીયું. ટેક
જન્મ જેણે અમને આપીઓ, તેનું બાળો જડા મુળરે;
ઉછેરીને ઉસેટીયાં, બધુ જીવતર કીધુ ધુળરે. કરમે ૧
વળીરે વીધાત્રી તને શું કહું, કરમે લખ્યો આવો કુંથરે;
પડતાં તે આળસ કેમ કરી, મારે માટે ગુણવંતરે. કરમે ૨

એક કહે સખી સાંભળો, તને મળીઓ સ્વામી બાળરે;
મને મળ્યો મોટો બુઢીઓ, જાણે આવ્યો મારો કાળરે. કરમ ૩
બીજી કહે હું બળી જઊં, છાની સુણો એક વાતરે;
મારા માબાપે જોયો હીજડો, માટે કરીશ હુંતો ઘાતરે. કરમ ૪
ત્રીજી કહે તેમાં શું થયું, તમે શીદ અકળાવરે;
કુંધું સુરદાસ કેરી રામકી, કેમ મૂજથી દોરાયરે. કરમ ૫
ચોથી કહે ચીંતા મત કરો, આપી દેઊં મારો નાથરે.
પતીઓ અને પંડ રોગીઓ, તેને ભીડાય કેમ બાથરે. કરમ ૬
પાંચમી કહે પુરૂષ માહરો, સૌજન જોવા એને જાયરે;
બાડો બેરો અને બોબડો, શું એ પુરૂષ કહેવાયરે. કરમ ૭
છઠી કહેરે છકી જશો, જ્યારે જોશો મારો છેલરે;
હાથે ઠુંઠો પગે લંગડો, ખાલી બગાડ્યો છે બેલરે. કરમ ૮
સાતે મળી સૈયર સું કહે, મુવા ક્યારે મરી જાયરે;
સુખતો થાશે ત્યારે સર્વને, સાતે સામટી રંડાયરે. કરમ ૯
સાણી સખી કહે બહુ થયુ, બળ્યો તમારો આ શોકરે;
કુધારા કોઈ ટાળે નહીં, તેથી જન્મ જાયે ફોકરે. કરમ ૧૦

---

## ટીકા.

ઉપરની સાત કજોડાવાળી અબળાઓનો વિલાપ તથા પશ્ચાતાપ સાંભળી બીજી અબળાઓ કે જેઓ આપણા ચાલતા દુષ્ટ ધારાથી કષ્ટરૂપી કુપમાં જન્મારા સુધી ફુબેલી તેઓ નીચે પ્રમાણે ઈષ્ટ(અંબા)ને અરજ કરેછે.

### રાગ પરજીઓ.

અબળાની અરજ અંબા સુણો, બીજા કોને જઇને કહીએ;
અમે ક્યાં જઇને રહીએરે, અબળાની અરજ અંબા સુણો. ટેક
પુરૂષો પરણેરે ફરી ફરી, મૂકે રઝળતી રાંડરે;
સોકયો થઇને સામી વઢે, બોલે મુખ થકી ભાંડરે. અ૦ ૧
વળી વખતે પડે *રોસમાં, કોઈ કરે જળ ઘાતરે;
કોઈક ઝેર ખાઇને મરે, તેની ચાલે બધે વાતરે. અ૦ ૨
વળી વિધવા તણા વેસમાં, બાળ હત્યાઓ બહુ થાયરે;
ગર્ભ ગાળે ઘણી ગુપ્તથી, તે શું પાપ ના કહેવાયરે. અ૦ ૩
કેટલીક અકળાઇને મરે, જાણે ઇજત મારી જાયરે;
કોઈ સાધુ કેરા સંગમાં, દેશ દેશમાં અથડાયરે. અ ૪
કેફીને પરણીરે કભારજા, તેતો કરે મન વિચારરે;
વાટે જાતાંરે વઢી પડે, મુવો મારે મને મારરે અ૦ ૫
આતો કહે આવા દુઃખથી, પેલો મુસલમાન સારોરે;
ઘરડાંની ગતિ તે ક્યાં ગઈ, બળ્યો કુળ કેરો ધારોરે. અ૦ ૬
ગાંડો અકર્મિ જેને મળ્યો, નીર્ધન પુરૂષ કેરી નારરે;
પૈસા સારૂ પરઘેર આથડે, પછી શા કરે વિચારરે. અ૦ ૭
મન માનીતો તેને મેળે ઉઘાડી ઉઠી તેને જાયરે;
આવાં તે દુઃખ અનેક છે, દુર કરો મોરી માયરે. અ૦ ૮
આગળના ધારા તે ક્યાં ગયા, ઇચ્છાવર કેરા આજરે;
પુનર્વિવાહ વિધવા કરે , તો સીદ્ધ થાય કાજરે. અ૦ ૯

---

*રીસથી ક્યાંઈ ચાલી જાય.

+કાઢો કૂધારા કારમા, મળી સૌ સૌની નાતરે;
સૂધારા સેવો સામટા, મળે જોડાંx જાતો જાતરે. અ૦ ૧૦
બાળા તણાં દુઃખ બહુ હજુ, તેતો કહ્યાં કેમ જાયરે;
અબા અરજ તમે સાંભળો, તોજ સુખી સૌ થાયરે. અ. ૧૧.

ટીકા.

અબળાઓના આવા વિલાપ સાંભળીને ત્યાં ઉભેલો એક કુંવારો પુરૂષ કહેવા લાગ્યો કે બેનો આપણા હવણાના ધારાથી તમને અબળાઓનેજ દુઃખછે, એમ ધારશો નહીં. પરંતુ ઘણા માણસોને દુઃખ પડેછે. તે દરેક દુઃખ અત્યારે કહેવા માંડુતો પાર આવે નહીં માટે ફકત અત્યારેતો હું મારૂજ દુઃખ કહુંછું કે હું સારો ભણેલોછું તથા હું પાંચસાત માણસનું સારી રીતે ગુજરાન નીભાવી શકુ તેટલી શકતીપણછે ને મારી ઉમરપણ પચીશવરશનીછે તેમ તેમ છતાં હજી કુંવારોછું તેનું કારણ ફકત એટલુંજ કે હું ઉતરતા કુળનોછું. તેથી હું નીચે મુજબ દુઃખ સહજ કરી દીવશ ગુજારૂછું.

રાગધન્યાસી.

નાથ વિના હું એકલી કેમ કરીને રહેવાય.
નાથ વિના હું એકલી એ રાગ.

---

નારી વિનાનો નર કહે હુંતો મનમાં મુંઝાઉં,

---

+ટાળો. xસ્ત્રી પુરૂષને જોડું કહેછે.

જાણે જોગી થઈ જાઉંરે નારી વિનાનો નર કહે, ટેક.
પ્રથમ ઉઠીને પ્રભાતમાં નાવા નદીએ હું જાઉંરે,
પાણીનું ભરીને બેડલું માથે લઈ ઘેર આવુરે. નારી વિ. ૧
જળ ઘાટમાંરે રસ્તે મળી ઘણી રૂપાળી નારી,
હસતાં તાળી લઈ ચાલતી સરખી સૈયરો સારી. નારી વિ. ૨
તે જોઈ ભીતર ભેદીયું મુને કામ બાણ લાગ્યું,
તેના સામું જોઈ ચાલતાં મારૂ બેડલુ ભાગ્યું. નારી વિ. ૩
ઉદાસ થઇ ઘેર આવીયો ઘર ઉઘાડી પેઠો,
અરે વિધાત્રી અભાગણી એવું કહી હું બેઠો. નારી વિ. ૪
ભૂખ લાગી જ્યારે પેટમાં બાળી ખીચડુ ખાધુ,
પછી કાયર થઈ ચાલીયો નક્કી થઈ જઉ સાધુ. નારી વિ. ૫
એવું વિચારીને ચાલીયો મળીયો મીત્રજ મારો,
ટાઢો તેણે મને પાડીયો કહી સારા વિચારો. નારી વિ. ૬
ત્યાંથી બંને જણ ચાલીયા આવ્યા મંદીર માંય,
કૃષ્ણ લીલા જોવા કારણે આવે વનિતાઓ ત્યાંય. નારી વિ. ૭
જે જે કરતી વળી જોરથી ટોળે ટોળાં ત્યાં આવે,
ત્યાં આગળ આશક જોઈ સાનમાં સમજાવે. નારી વિ. ૮
આ ગમત જોઈ આવીઓ એજ વિચારમાં સુતો,
સ્વપ્નામાં આભાસ લાગીયો જાણે પરણ્યોઘું હુંતો. નારી વિ. ૯
નારી બેઠેલી લાગતી જાણે મારીજ પાસે,
વિચાર સ્વપ્નામાં આવીયો રખે ઉઠીને નાસે. નારી વિ. ૧૦
એમ જાણી હાથ નાંખીયો તેથી હાથમાં વાગ્યું,

જાગીને જોતાં મળે નહીં બધુ ઘર મારૂ ભાગ્યું. નારીવિ.૧૧

ટીકા.

ઉપરની બીના સાંભળીને તેની આસપાસ બીજા પુરૂષો કે જેમાંના કન્યાવિક્રય તથા ઉતરતા કુળના હોવાથી કુંવારા રહેલા તથા કેટલાક મહાયત્ને પૈસા ખર્ચી ઘર, ખેતર, ઈત્યાદી વેચી માંથે કરજ કરીને પરણેલા તે દૈવ્યયોગે રંડાયાબાદ કેટલાંક દુઃખ સહન કરવાં પડ્યાં તેથી કહેછે કે અમે માંથાના વાળ પારકા કરી એક વખત પરણ્યા હવે પરણુવાની શકતી નથી પણ પુનર્વીવાહ તથા એક બીજાને પસંદ કરીને પરણુવાનો ધારો હોત તો આપણે આવી હાલતમાં હોત નહીં. તથા ઉપરની અબળાઓને પણ દુઃખ થાત નહીં. એમ કહી અન્યાઅન્ય ઈષ્ટદેવને પોતાનું દુઃખ નીચે મુજબ કહેછે.

લાવણી.

હમને કહ્યાથા સુનો બે સાજન છોડ નીકલ નહીં જાનાથા એ રાગ.

---

વાંઢા કેરા કહુ વિલાપો, પ્રભુ સુણો તમે સહાય થઈ;
કરે કુકર્મો કામ ક્રોધથી, બુદ્ધી તેના બળી ગઈ. વાંઢાકેરાં ટેક
પ્રથમ કુંવારો કહે એટલું, હુંછુ બાળો બ્રહ્મચારી;
હવે સન્યાસી થઈ જઊ, જેથી મળિ નહીં મુજને નારી. વાં૦ ૧
બીજો કહે ભાઈ એમાં શું છે, ‡બાર કુંવારા બહુ સારા;
એક રાંડેલા તણી આપદા, સુણ વિલાપો તું મારા. વાં૦ ૨

---

‡બાર કુંવારા સારા પણ એક (હું) રાંડેલો ખોટો.

બાળક બે નાનાં મુકીને, મરી ગઈ તેની માડી;
ઉછેરવાં તે ઘણાં કઠણ છે, શું કહુ હું તુજને દાડી. વાં૦ ૩
વળી મોજને શોખ કરેલો, તેની સાથે બહુ અમે;
જરા સરીખુ સ્વપ્નુ લાગ્યુ, ગભરાયા શુ તેમાં તમે. વાં૦ ૪
ત્રીજો કહે તમે વસ્તારી છો, ભાગ્યશાળી તો કહેવાશો;
મોટા થઈને કરશે ચાકરી, વૃદ્ધ પણે સુખીયા થાશો' વાં૦ ૫
હું છું પંડે એકલો મને રાંડ રઝળતો મુકી ગઈ;
દીવો દેવતા કોઈ નવ આપે, બુરી દશાતો મારી થઈ. વાં૦ ૬
ઘરમાં ઘડીએ જીવ ન ગોઠે, પરઘેર જઈને પડી રહુ
આવાં દુખઃ તો અતીઘણાં છે, ઈષ્ટ વિના હું કોને કહુ વાં૦ ૭
આ દુઃખ વિના ઘણી આપદા, બીજાં દુઃખ બહુ દર્શાવું;
+મનની વાતો મનમાં રાખી, પછી પ્રભુના ગુણ ગાઉ.

---

## ટીકા.

ઉપરની બીના સાંભળીને તેની પાસે એક પરણેલો પુરૂષ ઉભો હતો. તે સદરહુ માણસને કહેવા લાગ્યો કે બાઈ પરણેલા માણસને સુખ છે એમ તુ ધારેછે. પરંતુ હાલના વખતમાં બાળલગ્ન થવાથી ગમે તેવી સ્ત્રી મળે છે તેથી પરણેલાને પણ સુખ સમજશો નહીં બીજાની વાતતો હું કરતો નથી પરંતુ આ નીચે લખેલી મારી સ્થીતિજ સાંભળો.

---

+દુષ્ટકર્મ કરેછે તે.

## મોહનજીએ મોકલ્યુંરે મોસાળુ. પ્રીતમજીએ મોકલ્યુંરે મોસાળુ એ રાગ.

---

ભુંડી ભારજાઓ તણીરે ભવાઈ પરણ્યા તેનો કહેછે હવે પસ્તાઇ
ભુંડી ભારજાઓ તણીરે ભવાઈ ટેક.
પદ્મની હસ્તની, ચિત્રણી ક્યાંછે તેતો કોઈ ભાગ્યશાળીને ત્યાંછે ભું ૧
સંખની ડાકણોના જેવી હવે બધે વ્યાપી રહીછે એવી ભું. ૨
સ્વામીતણું કહ્યું નવ કરે, પોતાની મરજી મુજબ તે ફરે. ભું ૩
પ્રભાતે ઉઠે કંકાસ કરતી બાળકોને મારે હરતી ફરતી ભું. ૪
ઘેર કોઈ પાંચ પરોણા આવે તેને દેખી ધણીને ધમકાવે ભું. ૫
ઘર સંપત જાણે ન કોઈ માગે ઘરેણું બીજાનું જોઇ ભું. ૬
નવ આપેતો મારે લાતો પછી થાય ફજેતીની વાતો ભું. ૭
વળી ખાવાનું જોઇએ સારૂ એને આપે જે મનનું ધાર્યું ભું. ૮
તેનો કેડો કદી નવ મૂકે પછી સંખ ફજેતીનો ફુંકે ભું. ૯
બીજા પાસે જતાં બહુ ખુશી ઘરધણીને લીધો ચૂસી ભું. ૧૦
જે પુરૂષો પામ્યા આવી નાર, ધીક કીધો તેના અવતાર ભું. ૧૧
મારે પરણ્યો ન હોતતો સાર હવે હું મરૂ કે એને મારૂ ભું. ૧૨
એવા ખોટા વિચાર સુજે આવા દુઃખથી દીલ ધ્રૂજે ભું. ૧૩
હવે આજથી માનો મારૂ આવી પરણો નહીંતો સારૂ ભું. ૧૪

### ટીકા.

ઉપર પ્રમાણે સાંભળી તેની પાસે એક માણસ ઉભો હતો તે કહેવા લાગ્યો કે બાઇઓ તમને તમારી ન્યાતીના

કુધારાથી કષ્ટ વેઠવાં પડેછે તેમ મારી ન્યાતીમાં પણ કેટલાંક દુઃખ વેઠવાં પડેછે. એ બાબત હું જ્યારે ઘરડા માણસોને કહુછુ. ત્યારે તો મને કહેછે કે જોને!! મોટો સુધરી ગયો. એમ કહી લેખવતા નથી. હું મારી ન્યાતીના કુધારા અત્યારે કહેતો નથી પરંતુ મારી જાતે મને જે મહાદુઃખછે તે કહુછુ. કે ભાઇ તમનેતો કભારજા સ્ત્રી મળીછે તેથી દુઃખછે. પરંતુ મને ઇષ્ટ કૃપાથી ગુણવાન સ્ત્રી મળેલીછે તેમ છતાં મને દુઃખ પડેછે કારણ કે અમારી ન્યાતમાં પુરૂષ ગમે ત્યાં નોકરી (યા) ઉદ્યમ કરવા જાય, પરંતુ સ્ત્રી સાથે લઈ જવાનો ધારો નથી. ને સાથે રાખવાથી મોટી એબ ગણી નીંદા કરેછે તથા બનતાં સુધી મોકલતાજ નથી. હું પરદેશમાં નોકરી કરૂંછું ને હું જ્યારે ઘેરથી નીકળ્યો હતો ત્યારે મારી સ્ત્રીએ કરેલો વિલાપ દર્શાવું છું.

### સાખીઓ.

મોલે પધારો મારારાજ મણીગર મોલે પધારો એ રાગ.

---

પ્યારા મારા ચાલ્યા પરદેશ, કોને આધારે મૂકીને;
રામા રૂદન કરે બાળેવેશ કોને આધારે મૂકીને. ટેક.
જાતાં ઝાલી જમણો હાથ,કોને, વહેલા વળજો મારા નાથ કોને૧
બળ નહીં અસ્ત્રી તણું, તેથી અબળા કહેવાય
કંગાળ બિચારી ગાવડી, તેતો જ્યાં દોરે ત્યાં જાય. કોને ૨

વિનતી કરીને વિનવે, તે વનિતા કહેવાય;
નારીની મતિ પાનીયે, તેથી નીચુ જોઈ તે જાય. કોને ૩
સીયાળાનાં સુખ સાંભરે, સુ કહુ મારા સ્વામ;
હવે મુને મૂકી ગયા, માટે બગડ્યું અમારૂ કામ. કોને ૪
ઉનાળામાં આપણે, કરતાં લીલાલહેર;
જુગ્તી લગાડી જેઠમાં વાળ્યુ કીયા જનમનું વેર. કોને ૫
પરદેશી જન હોયછે, તે પણ આવે ઘેર;
ઓર* ચોમાસુ આવીયું, મેઘ જોઈ આવે મને ઝેર. કોને ૬
વાયદો તમે મુને જે કર્યો, આવસે દીવાળીનો દીન;
વાલમ વહેલા પધારજો, પાળજો આપેલાં વચન. કોને ૭

લલીત છંદ.

અરર માહારા પ્રાણરે પતિ, તુજ વિના મને ચેનતો નથી. ૧
અરર હાયરે ક્યાયરે મળુ, તુજ વિના હવે જીવવું બળ્યું. ૨
તુજ વિયોગથી પ્રાણ જાયરે, તુજ વિયોગથી તન સુકાયરે. ૩
તુજ વિયોગથી જંપ ના વળે, તુજ વિયોગથી જીવતો બળે. ૪
હે પ્રભુ તુને અરજ હું કરૂં, વિયોગ ટાળશો તોજ ઉગરૂં.

ટીકા.

બાઇઓ ઉપરના વિયોગ વિલાપથી શું મારૂં હૃદય ભેદ્યું કહીં હોય? પણ શું કરૂં નાઇલાજ. પરંતુ ઇશ્વ કૃપાથી એટલું સારૂં છે કે મારી સ્ત્રી ભણેલી છે તેથી તેને સાન્તી પમાડવા પત્ર લખુ છું—એમ કહી પાસે પો-

---

*ચોમાસામાં તે પુરૂષ ગયેલો માટે.

તાનો મુકામ હતો ત્યાં જઈ પત્ર લખવા બેઠો તે નીચે પ્રમાણે લખ્યો.

ઓધવજીરે સંદેસડો, કહેજો મથુરાં મોઝાર એ રાગ.

પત્ર લખું પ્યારી પ્રેમસુ, રાખી હૈયામાં હામ;
પ્રથમ ઘટારત વાંચજો, પછી છે રામરામ. પત્ર ટેક
કુશળ પોહચ્યોછું મહા કષ્ટથી, કાયા મારીછે આંહ્ય;
જીવ ભમે મારો તુજમાં, જાણે આવ્યોછું ક્યાંય. પત્ર ૧
નવ જાણીસ હું ભુલી ગયો, તારી માયાને હેત;
૧યાળુ હું મારા હાથને, ૨તુજ વીંટી સમેતરે. પત્ર ૨
હરખ આવે હૈયા વીશે, કરૂં ચુંબન સાર ;
નીંદ્રા વશ થયો જ્યાયરે, દીઠી સ્વપ્ના મોઝારે. પત્ર ૩
જાગીને જોતાં મળે નહીં, તેથી થઈને ઉદાસ;
અરે પ્યારી તું ક્યાં ગઈ, વીંટી વેરણ પાસ. પત્ર ૪
વળી વિમાસીને ઉઠીયો, કરવા લાગ્યો હું કામ;
જમતાં જરા નવ વિસરે, પ્યારી તારૂંજ નામ. પત્ર ૫
ઉપાય મારો નથી ચાલતો, ધરી દેહ અપંખ
નહીંતો ઉડીને આવતો, પૂરો કરવા ઉમંગ. પત્ર ૬
પંણ વચન મારૂ પાળજે, પાછો આવીશ હુંય;
હૈયામાં હિંમત ધારજે, ધીરજ રાખજે તુંય. પત્ર ૭

૧ઘણા હેતને લીધે વીંટી આપેલી તે જુવેછે
૨ સાથે
} કેટલીક નાતોમાં રામ રામ લખવાનો ધારો હોયછે.

મન મળવા અકળાય છે, રાખુ પત્રની આસ;
પ્યારી મોકલ તું પ્રેમથી, જલદી આવું તુજ પાસ. પત્ર ૮
સારા સમાચાર કહાવજે; સર્વ પુત્ર પરિવાર;
જે જોઇએ તે મંગાવજે, કરી મનમાં વિચાર. પત્ર ૯
પત્ર લખ્યો પ્યારી પ્રેમસુ, આંખે આંસુની ધાર;
સદાચરણથી ચાલજે. કહુ હું વારંવાર. પત્ર ૧૦

---

## ટીકા.

આ પત્ર પહોંચતાંજ પોતાની સખી પાસે જઈ તે પત્રનો ઊત્તર તેની સ્ત્રી લખેછે.

### રાગ ઉપર મુજબ.

કાગળ લખું મારા કંથને, સુ કહું સુંદર શ્યામ;
કર જોડીને વિનવું, માની લેજો પ્રણામ. કાગળ લખુ. ટેક
પત્ર તમારો આવીયો, વાંચી ચડાવ્યો શીસ;
માયા કરીને મૂકી ગયા, માટે લાગીછે રીસ. કાગળ ૧
ઘડી એક જાયછે તમ વિના. વરસ થાયછે એક.
જરા દયા નથી આવતી, થયા નિર્દય છેક કાગળ ૨
સ્વપ્નાં લાગે મને અતિ ઘણાં, જમતાં ભાગે ન ભુખ;
સુખના સાગર તમે ક્યાં ગયા, મને પાડીને દુઃખ. કાગળ ૩
પ્રાણ પ્યારા ક્યારે મળો, પૂરો મનડાની હામ;
મારે બીજુ નથી જોઇતું, દેખુ મુખ થાય કામ. કાગળ ૪
મનમાં આવે તે લાવજો, વેહેલા વળજ્યો શ્યામ.
વચન તમારૂં પાળીયું, રાખી મનડામાં હામ. કાગળ ૫
સુનાં દીસે મંદીર માળીયાં, સુની સેજ પલંગ;

મેહેર આવા મુને ધાય છે, થઈ બેઠી મન ભંગ. કાગળ ૬
પ્રભુ પાંખો મુને આપે તો, આવી મળુ તમ પાસ;
ઉપાય કરૂં હવે શો બીજો, હુંતો થઇછું નિરાશ. કાગળ ૭
વાયદો પુરો થયો તમ તણો, આવ્યો દીવાળી દંન;
હોળી મારે મન થઈ રહી, કરૂ ગુપ્ત રૂદંન કાગળ ૮
માટે મેહેર કરો મારા નાથજી, હું છું તમ તણી દાસ;
રાત્રી દીવસ રાહ જોઈ રહી, આવો અબળાની પાસ. કાગળ ૯

## ટીકા.

તેની સખી વિધવા હતી. તેથી કહેવા લાગી કે બેન, તારે તો થોડા માસનો વિયોગ છે. ને આશા છે કે તું પાછી તારા પતિને મળીશ. પરંતુ હું દુષ ભાગ્યની અબળા તે આવા નઠારા રીવાજ (પુનર્વીવાહ નહીં થવાના) છે. તેથી હું મારી જીંદગી શીરીતે કાઢતી હોઇશ. મેં આટલા દીવસ તો બાળપણમાં કાઢ્યા પરંતુ હવે યુવાનીવસ્થામાં શી વલે થશે, ઓ સખી શી વલે થશે !!! ને મારો જન્મારો કેમ પૂરો થશે ને આબરૂ કેમ સાચવી સકીશ. એમ કહી છાતીને માંથુ કુટી રડવા લાગી. તે નીચે મુજબ.

### રાગ પરજીઆને મળતો.

અરે ઓ બેનીરે કોપતો કારમો કેમ થયો—મારૂ કર્મફુટ્યું
અરરર હાયરે સ્વામી તો મારો કયાં ગયો. હુંતો છાતી કુટુ ૧
અરે ઓ બેનીરે, સાત વરસની હું હતી; મારૂ
અરેરે હાયરે ગોધરોમાં રમવાને જતી. હુંતો ૨
અરરર બેનીરે કરમ તણા સંજોગથી; મારૂ

અરરર હાયરે મૂવો સૈયડતણા રોગથી. હુંતો ૩
અરરર ઓ બેનીરે, બાંધી ઝૂંધાને એને લઈ ગયાં; મારૂ
અરરર હાયરે સગાં સર્વે ભેગાં થયાં. હુંતો ૪
અરરર ઓ બેનીરે, દસ દિવસ થયા જ્યાયરે મારૂ
અરરર હાયરે માથું મુડચું પછી ત્યાયરે. હુંતો ૫
અરરર ઓ બેનીરે, પછી વરસ થયાં બાર; મારૂ
અરરર હાયરે મારે નહીં કોઇનો આધાર. હુંતો ૬
અરરર ઓ બેનીરે મને સાસરે મોકલી માબાપે; મારૂ
અરરર હાયરે મને કીયા જનમના પાપે. હુંતો ૭
અરરર ઓ બેનીરે મને થયાં વરસ સોળ; મારૂ
અરરર હાયરે મારૂ જોબન જાય ઝકઝોળ. હુંતો. ૮
અરરર ઓ બેનીરે, બળ્યા નાતોતણા કુધારા; મારૂ
અરરર હાયરે કોઈ કરતા નથી સુધારા, હુંતો ૯
અરરર ઓ બેનીરે બાળાનાં દુઃખકોઈ બાગે. મારૂ
અરરર હાયરે તેને ઘણેરૂ પુન્યતો લાગે. હુંતો૧૦

ટીકા.

ઉપર મુજબ વિલાપ કરીને પછી લાંબે રાગે રડવા લાગી

---

હાય હાયરે હું બળી ધોઝારી માતાપો, ક્યાંથી આવી. બળીયાને લાવી. મને દુઃખ દરિયામાં નાંખીરે; માબાપાં: મને પાંચ વરસમાં પરણાવી ન હોત તો હું નાની વયમાં રંડાપો ન પામતરે. હું લાગી તારે કારણે હે. હે. હે.

ટીકા.

આવી રીતે બળીયા વગેરે જેજે રોગથી મરી ગયો તેના

કલ્પીત દેવોને ધોઝારો હત્યારો કહી ગાળો દેતી રડવા લાગી. (પણ ઘરડા વરને દીધેલી અબળા રંડાય છે, તો માબાપનેજ ગાળો દેઈ રડતાં રાગ તાણે છે. તે નીચે પ્રમાણે.)

---

(અરેરે એ છગન મગન બાપરે મુવાતો આઘડા મૂવા પણ આ શોક્યોના છોકરા મુકી ન મૂવા હોતતો, મારી એજે રળી ખાતરે મારાં પેલા જનમનાં વેરી માબાપાં: તમારૂ નખોદ વળજો કે, તમે મને એશી વરસના ડોસા સાને દીધારે હેં. હેં. હેં. હેં.)

## ટીકા.

આવી રીતનું ખેદ કારક દુઃખ જોઈ તેની સુધરેલી સખી બોલી કે હવે તમારા દુઃખનો અંત આણવા સારૂ દયાળુ સુભેચ્છકોએ ધમધોકાર પાયા નાંખવા માંડ્યાછે. માટે હે બેન એમ છેક હીંમત હારી રડવા કુટવાથી આખરે તનેજ દુઃખ થશે. કારણકે બહુ રડવા કુટવાથી અનેક તરેહના રોગો થાયછે.

૧ ઘણા રડવા કુટવાથી યતી હાની વીશે.

### રાગ પરજીયો.

છાંનાં રેહોને મારી બાઇરે રોયે કુટે દુઃખ પામશો
ખાધું નહીં મળે તે અહીંરે રોયે કુટે દુઃખ પામશો. ટેક
મૂવા પાછળ મરી જઇએરે રોયે
તોય ભેગાં નહીં થઇએવે રોયે ૧
રોયે આંખો જાય તમારાંરે રોયે
કૂટે છાતી દુખે ભારીરે રોયે ૨

વળી સૂળના સણકા થાશેરે રોયે
તેથી વાયે રહી જવાશેરે રોયે ૩
હવણે જોર ભેર કુટાશેરે રોયે
વૃદ્ધ પણે દુઃખીયાં થાશોરે રોયે ૪
આંખે આંસુ ખુટી જાશેરે રોયે
તેથી બે લમણા ખેંચાશેરે રોયે ૫
માંથુ કુટે માંથુ દુખેરે રોયે
લોટ પીને રહોછો ભુખેરે રોયે ૬
તમે ગાંડા થાશો છેકરે રોયે
તેથી રોગ વધશે અનેકરે રોયે ૭
પછી વહેમ લાવશો ખોટોરે રોયે
મૂવો ભૂત થયોછે મોટોરે રોયે ૮
પછી ઠગ મળે ધુતારોરે રોયે
એના ‡અક્ષત કોઈ ઉતારોરે રોયે ૯
પૈસો ખાલી થાશે જ્યારેરે રોયે
વાંકા થઈને પડશો ત્યારેરે રોયે૧૦
પછી વેઠ કરે નહીં કોઈરે રોયે
ત્યારે રહેશો કુટી રોઈરે રોયે૧૧
માટે કહ્યું માની મારૂરે રોયે
બેઠાં ભજન કરો તે સારૂરે રોયે૧૨
દુનિયાં(માં) દેખી કહ્યું એવુંરે રોયે
મળી સૌ રામરામ એમ કહેવુંરે રોયે૧૩

---

‡વહેમી લોકો માંથે દાણા ઉતારેછે તેને અક્ષત કહેછે.

## ટીકા.

આ દયાળુ બાઈએ પેલી વિધવા સખીને ઉપર પ્રમાણે બોધ આપી રડતી કુટતી રાખીને પછી તેને કહ્યું કે બેન ચાલો આપણે મારા પતિ ઉપર લખેલો પત્ર ટપાલમાં નાંખી આવીએ એમ કહી બંને જણ કાગળ નાંખીને આવતાં માર્ગમાં ઓટલાપર પડેલી એક દુઃખથી ઘેરાયેલી ડોસી પશ્ચાતાપ કરી રડતી હતી તેને જોઇને તેઓ તેને પૂછવા લાગ્યાં કે માજી તમને શું દુઃખ છે, તે મહેરબાની કરીને કહો. પછી ડોસી ક્રોધથી છણકો કરી બોલી કે બાઇઓ શું તમારાથી મારૂં દુઃખ ભાગવાનું છે? મને મારી આખી નાતે મળી એક વખતના વાળુ માટે મારી આખી જીંદગી સુધી રખડતી કરી. એમ કહી રડતી રડતી પોતાનું દુઃખ કહેવા લાગી.

ડોશીએ તો ડાટ વાળ્યોરે, હૈયાનો હરખ ટાળ્યોરે. એ રાગ.

---

ડોશી બહુ દુઃખમાં ડુબીરે, હું લોક ડુબાવે ડુબીરે ટેક
મારે પુત્ર હતો એક પાંચ વરસનો, મરી ગયો તેનો બાપ;
શું કરવું હવે ખરચ એનું, થયો ઘણો સંતાપરે. ડો૦૧
સગાં પડોસી સૌ બોલ્યાં બાઈ, તારે સુખે દુઃખ;
બાળા તેના શા દકાળા, થાશે કાલે સુખરે. ડો૦૨
એવાં કહેવત કહી બતાવી, સીધાં સર્વે લાવ્યા;
આળ્યું ખરચ ત્યારે સૌ મળી, જુગતીથી જમવા આવ્યારે. ડો૦
માજી માજી મુજને કહીને, *હેસો હેસો કરતા;

---

*બૂમોબૂમ.

કંસાર ચોળવા કાજેતો સૌ, ઘીની તાંબડી ભરતારે. ડો૦૪
ઢોળા ઢોળને ફોડા ફોડ, વળી શાક ભાત લૂંટાવે;
ખૂટ્યુ ખૂટ્યુ બૂમો પાડી, પછી સંખ ફૂંકાવેરે. ડો૦૫
સારૂ કર્યું બાઈ સારૂ કર્યું, વળી કોઈ કરે નહીં એવું;
વખાણ કરતા વેરઈ ગયા, પછી થયું માહારે દેવુંરે. ડો૦૬
પુત્ર હતો તેને બળીયો કાકો, કરી ગયો પછી ભાગ;
રોઈ રોઇને થઈ આંધળી, મારે કરમ તણે સંજોગરે. ડો૦૭
ઘરબાર અને રાચ રચીલુ, લઈ ગયા જપ્તીઓ લાવી;
હાથ પગ મારા ચાલે નહીં, તેથી દશા થઈ હવે આવીરે. ડો૦૮
કરેજ કરાવી મુકી રઝળતી, હવે કોઈ ભરે નહીં પેટ;
અરે પ્રભુ મને મોત આપ, ઉઠી નાત વરામાં વેઠરે. ડો૦૯
હવે ઝેર ખાઇને મરી જઈશ, મારા દુઃખનો આણીશ અંત.
એ પાપ ન્નાતીને આપીશ, સુણો બેન ગુણવંતરે. ડો.૧૦
કેવળરામ કહે કરેજ કરીને, વરો કોઈ નવ કરશો;
પૈસા પાસે બહુ હોયતો, વરા તમે આદરશોરે. ડો.૧૧

---

## ટીકા.

સદરેહુ દુઃખમાં ડુબેલી ડોસીને પેલી બંને બેનપણીઓએ ધીરજ આપી છાની રાખીને ઝેર નહીં ખાવા બાબત શીખામણ દઇને પોતાની પાસેથી પાંચ રૂપીઆ આપ્યા, ને વળી આગળ વધારે સહાય કરીશ ને જીંદગી સુધી પાળીશ એમ કહીને દયાળુ સુભેચ્છક બાઇઓ પોતાને ઘેર ગઈ. ને પતિના પ્રતિઉત્તરની રાહ જોતી બેઠી બાદ

તેથી ત્રીજે દિવસે તેના પતિનો પત્ર આવ્યો, તેમાં લખ્યું હતું કે, "આપણી ન્યાતી આપણને નાત બહાર મૂકે અથવા ગમે તેમ કરે, પરંતુ આ પત્ર વાંચી તુરત રેલવે ગાડીમાં બેશી અહીં આવવું, હશે! નાત બહાર રહીશું કે લોકો નીંદા કરીને રહેશે પરંતુ વિયોગનું દુઃખ સહન થઈ શકે નહીં." આ પત્ર વાંચી તે સદગુણી બાઈ ઘણી ખુશી થઈ તુરત ગાડીએ બેશી પોતાના પતિ પાસે (અંબાજીએ) ગઈ ત્યાં આગળ પાછળ કહેલાં સ્ત્રીઓ તથા પુરૂષોની દુઃખની વાત સાંભળી તેથી પુરૂસોએ નિતીમાં રહેવું જોઈએ તે બાબત નીચેની ગરબી કહી—

પરસ્ત્રી તજવા વિશે પુરૂષને શીખામણ.

ગરબી.

મોહોલે પધારો મારા રાજ. મારે ઘેર આવો નરે એરાગ.

---

કહુ કરજોડીને હાથ. સુણો સ્નેહી મારારે
તજો પરનારીનો સાથ. કહુ છુ * પ્યારારે ટેક
જેથી કામ કાજ નવસૂજે સુણો. થાય છતુ તો અંગધુજે કહુછુ.
થઈ કામીઅંધ ચક ચૂર સુણો. તેથી જાયશરીરનું નૂર કહુંછું.
વળી જમતાં ભૂખન લાગે સુણો. ભરનીંદ્રામાંથી જાગે કહુછું.
પરનારીસુ છાન ગોઠે સુણો. જેને વળગી પરનારી કાટે કહુછું.
તેથી જાય રઝળતીરાતે સુણો. આંખો ચોળતા આવે પ્રભાતે કહુછુ.
સીસ સાટે કામન કરવું. સુણો. છાનુ જાશે જાણીનેડરવું કહુછુ.
પરસ્ત્રીનો સંગ ન કરીએ. સુણો. લોક લાજ થકી બહુ ડરીએ કહુછુ.

---

* વહાલાભાઈઓ.

વળી પૈસો લૂટીને જાય સુણો. તેથી કઇ જણા જોગી થાય કહુછુ'
તોય વળગ્યું વેંગ ન છૂટે સુણો. ખુટે રૂધીરતો માંસ ચુંટે કહુછું.
તેથી રોગો થાય અનેક સુણો. તેથી તજો ધારીને ટેક કહુછુ.
કેક જણુની કાયાટુટી ગઇ સુણો.અને વળી અંતે દુઃખી થઇ કહુછું.
કરી કરજ ન કરશો લગ્ન સુણો.તેથી રહેશે નહી મન મગ્ન કહુછુ.
જીવત પર્યંતપામ શો દુઃખ સુણો. પછી પામવું મુસ્કીલ સુખ કહુછુ.
કદી નારી મળે નહીં સારી સુણો.તો પણ ચાલન ચાલોનઠારી કહુછુ.
કદી અવળા વિચારો આણો સુણો. તો તો નીચેની સીક્ષા જાણો ક૦
સોધી સુઘ્ન અને સ્વત્રાતે સુણો. કરો પુનર્લગ્ન સ્વજાતે કહુછુ.
રાખી એક ખુલ્લી રીતે રે'જો સુણો. પછી સંસારી લાવો લેજો કહુછુ.
તેથી ઇશ્ના નહીં ગુનેગાર સુણો. કરો મન થકી વિચાર કહુછુ
જગત તણાન થાશો ચોર સુણો. ફરશો નહીં હરાયા ઢોર કહુછુ.
જુઠા ચોર જુગારી કહેવાશો સુણો. પછી માર ઘણેરો ખાશો કહુછુ.
વળી સરકારમાં પકડાશો.સુણો. કેદ ભોગવી દુઃખીયા થાશો કહુછુ.
આવા કૈંક દાખાલામેં જોયા સુણો. પછી પસ્તાઇને રોયા કહુછુ.
માટે સમજો સુનીતી સારી સુણો. જેથી તજો તમે પર નારી કહુછુ.
જેથી સુખીયા ઘણેરાયાશો સુણો. દુનીયાં માંહે સારા કહેવાશો ક૦
દુષ્ટ વિચારો છોડી દેજો સુણો. સમજી મારી શીખામણ ધરજો ક૦

ટીકા.

આ ગરબી કહ્યા પછી ઊપરની દુઃખીઆરી સ્ત્રીઓ ને તથા ત્યાં બીજી સ્ત્રીઓ ઊભી હતી તેઓને પેલા સુ-ભેચ્છક પુરૂષે પરસ્ત્રી તજવા વિશે નીચેની ગરબી કહી.

× શીખામણ.

## સ્ત્રીએ પરપુરૂષ તજવા વિષે.

### ગરબી.

માબાપ શીખામણ દેછે બેન અચકો મચકો કારેલી એ રાગ.

---

સુણો મારી શીખામણ સારી બેન પર પુરૂપને પર હરિયે. ટેક.
જેથી લાજ તમારી બહુ વધસે ગુણીજન તમને ગાસે બેન પર
જેનું પર પુરૂષથી દીલડગસે. તેની ઘણી ફજેતી થાસે બેન પર ૧
ઘરમાં ઘડીએ જીવ નવ ગોઠે. પર ઘેર નીંદા કરસે બેન પર પુર
તેની સંગત નવ કરીએ, એતો *ફાંટે મોઢે ફરસે બેન. પર ૨
જે રૂડી રીતો છોડીને, બારજાઓ ભુંડી થાસે બેન; પર
તે છેક બની ગઈ નઠારી, લોકોમાં લાજ લુટાસે બેન; પર ૩
પછી નીચ ઘેર તે વેચાસે, ને ફજેતીતો ફંકાશે બેન; પર
પસાથી લાજ બતાવીને, એની જુવાની વહી જાશે બેન. પર ૪
ભૂખે મરશે(પણ) ભાવ ન પૂછે, ખુણે પડી શું ખાસે બેન; પર
વળી વૃદ્ધપણામાં સું કરસે, પછી ભટકતાં જીવ જાશે બેન. પર ૫
માટે કુંવારકાને કહુ એવું, ઈચ્છાવરે ગમેતો કરજો બેન; પર
પતિ કહે તે પાળીયે, અને પતિવ્રતા થઈ રહીએ બેન. પર ૬
વળી વિધવાઓને વરણવું, તમે કુડાં કર્મ નવ કરસો બેન; પર
જો વિધવાવ્રત તમથી ન પળે, તો પુનર્લગ્નથી ન ડરસો બેન. પર ૭
જેથી છાના કરમથી છુટીને, પતિ એક કરીને રેહેજો બેન; પર
તેથી પ્રાશ્ચિત તમને નહી લાગે, વળી સત્ય ધરમને લેજો બેન. પર ૮
બેનો સૌ શીયળ વૃત પાળો, પછી લોક શું કહેશે બેન; પર
લોકો તુજને બહુ ચહાસે, પતિ તણી પ્રીત રેહેશે બેન. પર ૯

---

*લાજ વગરને

ખરા દીલ થકી તમે સૌ રહેશો, પતિ એક પ્રભુ સમજાણી બેન. ૫ર
કેવળરામ કહે કર જોડીને, એવી વનિતાને કહુ વાણી બેન. ૫ર ૧૦

ટીકા.

ત્યાર પછી બધી સ્ત્રીઓને ભેગી કરીને પેલી સદ્‌ગુણી બાઈ નીચેનો ગરબો ગાવા લાગી ને તેની પાછળ તે ગરબો બીજી સ્ત્રીઓએ ઉપાડવા માંડ્યો. તેથી ઘણા માણસો તે જોવાને મળ્યા ને તે બાઇનાં વખાણ કરવા લાગ્યા—

ગરબી.

ઓધવજી સંદેસો કહેજો સ્યામને — એ રાગ.

---

અરજ સુણો હું અંબા કહુછુ એટલી
કર જોડીને કહુછું વારંવાર જો. અરજ૦ ટેક
મા આ અવસરતો આવ્યો કલજુગ કાંપતો,
તે તણાં કાંઈ પ્રાક્રમ કહ્યાં ન જાય જો;
નીચા કુળનાં છોરૂ પ્રગટ્યાં ઊંચમાં,
ઊંચ તણાં મન નીચા માંહે ચાહ્ય જો. અરજ ૧
સૌ દુનિયાંમાં વ્યભિચાર વાધ્યો ઘણો,
જુએ નહીં કોઈ ઊંચી નીચી જાત જો;
દેવ અને દયા ધરમને માને નહીં,
દીલમાં તો નવ ગણે દોષ દીન રાત જો. અરજ ૨
જે રાજાઓ રૈયતની રક્ષા કરે,
તે રાજાનો ભ્રષ્ટ થયો વિચાર જો;
જે દેવોની પૂજાઓ કરવી ઘટે,
તે તણી કંઈ નીંદા કરે નરનાર જો. અરજ ૩
પતિ પોતાનો પર હરી ને નારીઓ

પર પુરૂષની સંગે રંગે રમતીજા
સારી સીખામણ સુણે નહીં સાસુ ત.
વળી ઘરમાં આવી ધણી ધણીને દમતાં
(આ) સૈયરોની સંગે પાણી સાંચરે
ત્યાં સામા સામી કરતી તેઓ સાદ
વળી ત્યાં આવી બેસે બહુ વરણા ગોયા
તેની સાથે કરે હસી સંવાદ જો. અરજ ૫
પતિ વૃતા સતી થોતો સોમાં એકજ હસે
બીજી સર્વે ઘણાં કરમતો કરતી જો
દસ વરસમાં ૠતુવંતી થાયછે,
અગીઆર બારમાં ધણી ગર્ભને ધરતી જો. અરજ ૬
સાત આઠમાં રંડાપો પામે ઘણી,
કે વિધવાઓ ગર્ભ હત્યા કરતી જો;
વળી કેતો કુવા કે વાવે પડે,
કે ગળો ફાંસો કે ઝેર ખાઇને મરતી જો. અરજ ૭
કે મુસલમાનની જોડે તો જતી રહે,
બ્રાહ્મણ વણિક વળી ઊચ તણો અવતાર જો;
તેમાં કૂધારા વાપ્યા ઘણા,
સુધારામાં સમજે નહીં લગારજો. અરજ ૮
વળી બ્રાહ્મણો ભક્ત થઈ મા તુજ તણા,
માંસ મદીરા કેફ કરીને મસ્તજો;
હદ વળીગઈ કોપ થશો મા કારમો,
ડુબતી દુનિયાં તારો કાઢી હસ્તજો. અરજ ૯

. સંગને,
ા કોઈ જો;
કહાડીને ભવાઈ કરે,
ાડે ભોળ્ય સૌને જોઇજો. અરજ ૧૦
કુળના ધાર ાટા કોઈ નથી ધારતું,
જાણી જોઇને કન્યા કૂપમાં નાંખેજો;
એસી વરસનો જોઇને આપે દીકરી,
રૂપીયા લીધા રોકડ મેં એમ ભાખેજો. અરજ ૧૧
વળી મૂરખનો સરદાર જુએ (કોઈ) બાયલો,
નાનડીયો કે નપુસક અઠીક જો;
એવા દુઃખમાં ઉછેરીને ઉસેટતાં,
માબાપાં તો નથી ધરાવતાં બીકજો. અરજ ૧૨
એતો મતલબ કન્યા વિક્રય કારણે,
આવા દુઃખમાં બાળકડીને નાંખેજો;
કઈ જણાતો મોટાં કુળ નીહાળતા,
તેને જોઇને કન્યા કુપમાં નાંખેજો. અરજ ૧૩
વળી બેન કે બેટીનું સાટુ કરે,
પરણી પોતાના ઘરને ઉભુ રાખેજો;
પંડરોગી પતીયો કે લુલો લંગડો,
જેવો મળિયો તેવા દુઃખમાં નાંખેજો. અરજ ૧૪
માબાપોને ગોર દલાલો થઈ રહ્યાં,
પોતાની મતલબનું કાઢે કામ જો,

આવા રાત દ...

માટે કર જોડીને કહુચ્છુ મારી માય
જગત જનેતા થઇને તું જોતી નથી,
કર દ્રષ્ટી સારી કે સુમતિ થાય જો. અરજ ૧૬
આવાં દુઃખમાં સૌ દુનિયાં ડુબી જશે,
આરાસુરની ઉપર ક્યાં જઈ બેઠી જો;

કહ્યાં ન જાયે દુઃખતો મારી માવડી,
માટે મેહેર કરીને ઉતર હેઠી જો. અરજ ૧૭
વળી વળીને હું તુજને તો વીનવું,
જાગ્ય જાગ્ય તું જોગમાયા અવતાર જો;
માગ્ય માગ્ય કહી દર્શન દે મા મુજને,
ત્યારે તો આ દુઃખનો આવે પાર જો. અરજ ૧૮
કેવળરામ કહે ×બાળાને બહુ વિનવી,
દ્રષ્ટી કરે જો ઇષ્ટઅંબા આપ જો;
નહીંતો થાશે દુનિયાં(માં) દુઃખ અતિ ઘણું,
વિસ્તાર પામશે દુષ્ટજનને પાપ જો. અરજ ૧૯

---

×બાળા: બાળાશંકરને

ા, માડલમાં મુળ વાસ,
દયારામનો, સહુ સાક્ષરનો દાસ; ૨
મારી અલ્પમતિ મુજબ, કર્યું કષ્ટ પ્રકાશ;
કૂધારાથી જે થતુ, રાખી નહીં કચાસ. ૩
કર જોડી કહુ એટલું, નહિં પીંગળ અભ્યાસ;
કાવ્ય કરૂં હું કયમ કરી, હું છું કવિનો દાસ. ૪
અંધો ગ્રહીને લાકડી, ચાલે રમતે જેમ;
કવિતા હું તેવી કરૂં, મનમાં આવે તેમ. ૫
માટે સજ્જન ને કહું, હોય કાવ્યમાં દોશ;
માફી તેની આપજો, મનમાં ન આણી રોષ. ૬




-ખાવળા